नारायण. नारायण. नारायण.

# ઈશ્વર પ્રાર્થના

અથવા

ભગવાન સાથે વાતો કરવાની રીતે.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર

ત્રણ દરવાજા—અમદાવાદ

---

અમદાવાદ

શ્રી "જગદીશ્વર" પ્રિ-ટીંગ પ્રેસમાં

પા. ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું

---

સંવત ૧૯૬૩. સને ૧૯૦૮.

# ઇશ્વર પ્રાર્થના.

અથવા.

# ભગવાન સાથે વાતો કરવાની રીત.

---

હે પ્રભુ ? અમે અમારા જન્મની અગાઉ ક્યાં હતા તે અમે જાણતા નથી પણ જ્યારે તમારી મરજી થઈ ત્યારે તમે અમોને જન્મ આપ્યો છે.

અમને ઉછેરવામાં અમારાં મા બાપે બહુ સંભાળ લીધેલી છે, પણ હે પ્રભુ ? અમોને જીવાડવાની જો તમારી મરજી ન હોત તો તેઓ કાંઇ કરી શકત નહી.

અમારા પગના તળીયાથી તે માથા સુધી એવી કોઇ પણ વસ્તુ નથી કે જે તમોએ અમોને આપી ન હોય, એટલુંજ નહીં પણ આખા દહાડા કે આખી રાતમાં એવી એક પળ નથી કે જેમાં તમે અમારી સંભાળ લેતા ન હોય.

પ્રભુ ? અમે તમને યાદ કરવામાં આળસ કરીએ છીએ. પણ જો તમે અમને ભુલી જાઓ તો અમારી બહુજ માઠી વલે થઇ જાય.

હે હરી ? કાચના કટકાને ભાંગવાં માટે કાંઇ મોટો ધોકો જોઇતો નથી. તેને તો માત્ર હાથમાંથી મુકી દઇએ તો તુરતજ તેના ઘણા ટુકડા થઇ જાય છે, તેમજ હે પ્રભુ ? જો તમારે અમોને મારવા હોય તો તેમાં તમોને કાંઇ મોટી મેહનત કરવાની નથી. માત્ર તમારી શુભ દ્રષ્ટિ ખેંચી લો તો અમે નબળા છઇએ તો પેલા કાચના કટકાની માફક પળવારમાં ફુટી જઇએ તેમ

છીએ.

અમારી માના પેટમાં પણ તમેજ અમારી સંભાળ કરી હતી, અને હમણાં પણ તમેજ અમારી સંભાળ કરો છો.

તમે અમને મનુષ્ય બનાવ્યા. એટલુંજ નહીં પણ ઉત્તમ કુળ, સારી જાત, પ્રેમી માતા પીતા, રૂડા દેશ અને સારા શેઠ આપ્યા છે, એ બધી તમારી કૃપાની નીશાની છે.

અમારી પાછળ જન્મેલાં ઘણાં માણસો અમારી નજર આગળ મરી ગયાં છે અને અમે હજી જીવીએ છીએ, એ કાંઇ તમારો થોડો ઉપકાર નથી.

અમે તમારી પૃથ્વી માથે ચાલીએ છીએ, તમારા સુરજના તેજવડે કામ કાજ કરીએ છીએ, તમારૂં સરજેલું પાણી પીને રહીએ છીએ, અને તમારી ઉત્પન્ન કરેલી હવા વડે જીવીએ છીએ, માટે હે નાથ ? હવે તો અમે સઘળી વાતે તમારે વડીએજ છીએ, અને તમારા નીભાવ્યાંજ નીભી રહ્યા છીએ, એમાં કાંઇ પણ સંદેહ નથી.

આ જગતમાં ઘણી વખત એવું બને છે કે, જેના પાસે મન હોય છે તેનું મન મોટું હોતું નથી, અને જેનું મન મોટું હોય છે તેની પાસે ધન હોતું નથી, પણ હે પ્રભુ ? એ બંને ગુણ તમારામાં પરિપુર્ણતાથી રહેલા છે નાના મોટા લાખો અને કરોડો ભીખારીયો તમારી પાસેથી બેસુમાર માલ લઇ જાય છે પણ. તમારો ખજાનો કાંઇ ખુટે તેમ નથી.

અમારી પાસે એક ભીખારી માગવા આવે તો પણ અમે કંટાળી જઇએ છીએ, પણ તમારી પાસે કરોડો ભીખારીઓ કે જેમાં અમે પણ એક છીએ તેઓ મર્યા જમાનાઓના જમાનાઓ થયા

તમારી પાસે વારંવાર માગ્યા કરીએ છીએ પણ તમે કંટાળતા નથી એવા તમે દયાળુ દેવ છો.

હે પ્રભુ ? આ જગતની અંદરની સોના અને રૂપાની બધી નદીઓ તમારી છે, હીરા અને રત્નોની ખાણની માલેકી પણ તમારી છે, અને સમુદ્રના પેટમાં પડેલાં મોતીઓ પણ તમારાંછે. પ્રભુ? તમારો ભંડાર ભરપુર છે, તમારો ખજાનો અખુટ છે, અને દુનિયાની સઘળી સમરૃદ્ધિ તથા સાક્ષાત લક્ષ્મીના સ્વામી પણ તમેજ છો અને તમે જેને જેટલું આપીયું જ તેટલુંજ તેની પાસે છે.

હે અનંત બ્રહ્માંડોના નાથ ! ઉત્તર; દક્ષણ, પુર્વ અને પશ્ચિમમાં જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાં સર્વ તમારુંજ રાજ છે, અને ભુત, ભવિષ તથા વર્તમાન કાળના જ્ઞાતા પણ તમેજ છો. તથા જડ ચેતનને ચલાવનારા સૌના સ્વામી પણ તમેજ છો. પ્રભુ ? ચઉદે ભુવનની માલેકી તમારેજ હાથ છે.

તમે નિર્ધનને ધનવાન કરી શકો તેવા છો. તમે મુરખને વિદ્વાન કરી શકો તેવા છો પ્રભુ ? તમે રાવને રંક અને રંકને રાય કરી શકો એવા સર્વ સમર્થ ધણી છો.

તમે જળને ઠેકાણે થળ અને થળને ઠેકાણે જળ કરી શકો એવા છો. તમે સંતોને સહાય કરનારા, પાપીઓને શિક્ષા કરનારા અને શરણાંગતની લજ્યા રાખનારા છો,

અમો આંધળાઓના તમે દોરનાર છો, અમો અજ્ઞાનીઓના તમે જ્ઞાની ગુરૂ છો, અમો નિરાધારના તમે આધાર છો, અમારી શાંતિનું સ્થળ તમે છો, અને તમે સૌ ભક્તોના એક મોટા આનંદ સમુદ્ર છો.

જમાનાઓના જમાનાઓ થયા દુનીઆની સઘળી પ્રજાઓ તમારા ગુણગાન કરે છે, અને તે પણ હે પ્રભુ! તમારી મહીમાનો કોઈ પણ પાર પામ્યું નથી.

જેને આંગણે અમરતની નદીઓ વહ્યા કરે છે, જેના બગીચામાં કલ્પ વૃક્ષો શોભી રહયાં છે, ચિંતામણીથી જડીત સુશોભીત મહેલમાં જેનો વાસ છે, અને જેના ચરણના નખની શોભા કોટાનકોટી સુર્યને લજ્જાયમાન કરે એવી છે. તથા મુક્ત પુરૂષોનું મોટું મંડળ જયજયકાર કરી જેની આરતી ઉતારી રહયું છે, એવા અવર્ણ, અકલેશ્વર, સરવેશ્વર અને દેવેશ્વર મહાન પ્રભુને અમારા હજારો હજારવાર દંડવત છે.

પ્રભુ? તમારા કયા કયા ગુણો સંભારીને અમે તમારૂં ગુણગાન કરીએ તે અમે જાણતા નથી.

આ જગતમાં વસનારા સ્ત્રી પુરૂશો તથા ઘરડાં ને બાળકો, અને રંકને રાજાઓ સૌ તમનેંજ નમે છે. તેમ સઘળા આશ્રમો અને વરણના લોકો તથા દુનીઆની સઘળી દીશાઓમાં વસનારી મોટી મોટી પ્રજાઓ પણ પોત પોતાના ધરમ પ્રમાણે તમારૂંજ ભજન કર્યા કરે છે.

પ્રભુ? તમે સર્વ શક્તિમાન છો તેથી તમે ચહાય તે કરી શકો તેવા છો. તમારાથી ન બની શકે એવું કાંઇ પણ નથી.

તમારા હુકમથીજ પૃથ્વિ અનાજ આપે છે, તમારા હુકમથીજ સુર્ય ચંદ્ર પોતાની ગતીમાં રહે છે. તમારા હુકમથીજ વરસાદ વરસે છે. તમારા હુકમથીજ વાયુ વાય છે. તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી ઓટ થાય છે. તમારા હુકમથીજ દુનીઆ એક પછી એક આવે છે ને જાય છે.

નાથ ? તમારી ઇચ્છા વીના આસમાનમાંથી પાણીનું એક ટીપું પણ નીચે પડતું નથી, તેમજ આ વીસ્તીર્ણ મોટા જગતના કોઇ પણ ખુણાથાં તમારી જાણ વીના કોઇ પણ નાનો કે મોટો બનાવ બનતો નથી.

પ્રભુ ? તમે પહાડોને કહ્યું કે, એક જગ્યાએ પડયા રહો. તો તેઓ ત્યાંજ પડેલા છે. પ્રભુ ? તમે નદીઓને કહ્યું કે વહયા કરો, તો તેઓ સદા ચાલતીજ રહે છે. પ્રભુ ? તમે સુર્ય ચંદ્રને કહ્યું કે તમે આસમાનમાં રહીને ફર્યા કરો, તો તેઓ પણ એમજ કરે છે, અને પાણીના મોટા સમુદ્રને તમે જે હદ બાંધી આપી છે તેમાંજ તે રહયો છે, આ પ્રમાણે તમારી સરજેલી સઘળી વસ્તુઓ તમારાં હુકમને તાબે છે, અને તમારા આપેલા નીયમ પ્રમાણે વરતે છે.

જળના જીવો જળમાં વસી રહયા છે. પવનના જીવો પવનમાં ફર્યા કરે છે, અને પૃથ્વિના જીવો પૃથ્વીના પેટમાં વસીને પોતાનો ગુજારો કરે છે. આ બધુ પ્રભુ ? તમારૂ અગાધ ડહાપણ અને અદભુત લીલાનું કાર્ય છે, જેને નીરખીને મનુશ્યો મોટા આશ્ચર્યમાં પડે છે.

પ્રભુ ? કુતરાંને પોતાના ધણીને ઓળખવાની શકતી, ચકલાંઓને પોતાના માળા બાંધવાની જુકતી, માખીઓને મધપુડો બનાવવાની અકલ, અને કરોળીયાને જુલતા પુલો બાંધવાની ગોઠવણીના શીખવનારા પ્રભુ ? તમે છો.

પ્રભુ ? તમે ચાહો તો ધરતીકંપ કરીને સહુનો નાશ કરી શકો, તમે ચાહો તો પવનને ચલાવીને નાશ કરી શકો, અને

તમે ચાહો તો ટુકડા પાડીને, મરકીયો ફેલાવીને, લડાઇઓ કરાવીને તથા મનુષ્યોની જાતીયો ફેલાવીન નાશ કરી શકો એવા છો, એટલુંજ નહીં પણ પ્રભુ ? તમે જો ચાહો તો માંકડ, મચ્છર, ટીડ કે બાઘ વરૂઓનો વધારો કરી માણસોને લાચાર બનાવી પાયમાલ કરી શકો તેમ છો.

પણ તમે શાંતીદાતા પ્રભુ ઘણાજ ક્ષમાવાન છો, તેથી તમે જાણો છો કે અમે મન વચન અને કરમ કરીને અગણીત અપરાધો કર્યા છે, છતાં પણ તમે અમોને નીભાવો છો એ કાંઇ તમારી થોડી દયાદૃષ્ટિ નથી.

પ્રભુ ? તમે સહુના પાલન કરતા છો તેથી છેક નાનામાં નાની કીડાથી તે હાથી પર્યંત સૌનુ તમેજ પુરૂ કરો છો. અમારા જન્મની અગાઉ અમે શું ખાઇશું તેની ગોઠવણ તમેજ કરી રાખી હતી એટલુંજ નહી પણ મહાસાગરમાં રહેનારા મોટા મગરમચ્છો જેને દરરોજ ખોરાકનો મોટો જથો જોઇએ છે. તે સહુનું પુરૂ કરનાર પાલન કર્તા પ્રભુ તમે પોતેજ છો.

પ્રભુ ? શાસ્ત્રમાં તમને દયાના સાગર કહયા છે, પણ સાગરનો તો કાંઈ ઠેકાણું પણ છેડો આવે છે, પણ તમારી દયાની તો સીમાજ નથી, માટે તમને અધમ ઉધ્ધારણ, પાપ મોચન, દીન જન પાલક, દયાના નાથ અને ભકત વત્સલ ભગવાન કહ્યા છે.

પ્રભુ ? તમે પવીત્ર છો, તમારા નીયમો પણ પવીત્ર છે. અને આ જગતમાં વસનારા ભકત, હરીજનો, ને સંતો સદાય પવીત્રતાથી રહેવા ચાહે છે, એટલુંજ નહી પણ તમારી પાસે વસ-

નારા દેવતાઓ અધીક અધીક પવીત્રતાથી વરતે છે અને તમે પોતે તો સઘળી વાતથી નીષ્કલંક એવી પરીપુર્ણ પવીત્રતાથી સદા સર્વદા શોભી રહ્યા છો.

પ્રભુ ? તમે ઇનસાફી છો. તમે સઉ નાનાં મોટાંઓને પોત પોતાનાં પુન્ય તથા પાપનો બદલો આપો છો.

હે હરી ? તમારા રાજ્યમાં કોઇપણ પાપી શીક્ષા પામ્યા શીવાય રહેતો નથી અને કોઇ પણ પુન્યશાળી પોતાનાં કર્મનું ફળ મેળવ્યા વીના રહેતો નથી, કારણ કે તમે ન્યાયી પ્રભુ સૌને સોના કરમનો બદલો આપી રહ્યા છો.

હે પ્રભુ ? જેઓ પોતાની નાતજાતમાં મ્હોટા કહેવાવાને માટે તથા ગામમાં ગામમાં યશ ગવરાવવાને માટે દાન કરે છે, જેઓ સાધુ ગણાવા માટે રાખ ચોળીને પેટ ભરે છે, તથા જેઓ ભગત ગણાવા માટે મ્હોટી મ્હોટી માળાઓ પહેરે છે ને તીલકો કહાડે છે પણ જેઓના અંતરમાં તમારો સાચો પ્રેમ નથી તે સઘાને તમ અગાઉ[illegible] રીતે જાણો છો. જે ગીલ્ટ દીધેલો રૂપીયો સરાફને ત્યાં પ[illegible] જાય છે અને બેંકમાં કપાઇ જાય છે તેમ સૌ ઢોંગીયો તમારી હજુરમાં ઓળખાઇ જશે અને તમારા પવીત્ર ઇનસાફને વખતે સખત શીક્ષા પામશે.

અમારી નાની કોરટમાં અને મ્હોટી અદાલતોમાં બેસનાર ન્યાયાધીશોને બહારના સાક્ષીઓ ઉપર આધાર રાખીને ઇનસાફ આપવો પડે છે, પણ તમારે માટે તો શાસ્ત્રોમાં કહ્યું છે કે, સઘળું તમારૂં મુખ છે, સઘળું તમારા હાથમાં છે, સઘળું તમારી આંખ છે અને જગ સઘળાને સઉ રીતે જાણનારા છો, એટલે તમ

ઓને કોઇ પણ સાક્ષી પુરાવાની જરૂર પડતી નથી, પ્રભુ ? તમે સર્વ શક્તિમાન, સર્વ વ્યાપક અને સર્વજ્ઞ છો એટલે સાક્ષીઓની જુબાની વીના પણ આપ અદલ ઇનસાફ કરી શકો છો, એવા સર્વ ન્યાયાધીશોના ન્યાયાધીશ, કાળના પણ કાળ અને ભયના પણ જે આપ છો, તેની પાસેથી નાશીને ગરીબ બાપડો પાપી જીવ તે ક્યાં સંતાઇ શકશે ?

હે સર્વ શક્તિમાન ? અદલ ઇનસાફી, પરમકૃપાળુ પિતા ? તમારે માટે જેણે ઉપવાસો કર્યા છે, તીર્થો કર્યાં છે, દાનો કર્યાં છે, યજ્ઞ કર્યા છે, તપ કર્યાં છે, ત્યાગ કર્યા છે, અને જંગલમાં જઇ તમારા ધ્યાનમાં તથા તમારા જ્ઞાનમાંજ નિમગ્ન રહીને જેણે પોતાના દહાડાઓ કહાડયા છે તે સર્વ પવિત્ર જનોને તેઓના શુભકર્મનો તમે રૂડો બદલો દેવાના છો. માટે શાસ્ત્રામાં તમોને જીવો, મનુષ્યો અને દેવોના ઇનસાફ કરનાર અદલ ઇનસાફી મહાન ન્યાયાધીશ કહેલા છે.

ઘરમાં ઇનસાફ કરનારા ઘરડાઓ, ગામમાં ચુકાદો કરનારા પટેલીયાઓ, પંચમાં નીમાએલા લવાદો, નાતમાં ઇનસાફ કરનારા શેઠીયાઓ, અને અદાલતોમાં ઇનસાફ કરનારા જડજો એ સૌનો અંતે ઇનસાફ કરનાર પ્રભુ તમેજ છો.

હરી ? તમારી સુંદરતા ને શોભા અવર્ણ્ય છે, જેને જેને તમારાં દર્શન થયાં છે તેને હે નાથ ? તમારાવિના બીજું કાંઇ પણ ગમ્યું નથી. તમારૂં જ્ઞાન અને તમારૂં દર્શન પામેલા પવિત્ર ઋષિયોએ પોતાની આખી જીંદગી તમારા ધ્યાન અને તમારા ગુણગાનમાંજ ગાળી હતી, એટલુંજ નહીં પણ આ વખતે પણ જેની જેની સાથે

તમારી કૃપા ઉતરે છે તેઓ સદાય તમારામાંજ નિમગ્ન રહેતા જણાય છે.

ઘણા માણસોએ પોતાના પુત્રો, ઘણાએ પોતાની સ્ત્રીઓ, ઘણાએ પોતાની દોલત, અને ઘણાઓએ પોતાનાં રાજપાટ મુકી દ-ઇને તમારામાંજ સુખ મેળવ્યું હતું. માટે પ્રભુ ? તમે સઉ સુખ-ના સમુદ્ર છો અને જેઓ પ્રેમ આણીને તમારામાં લયલીન થાય છે તેના તમે સઘળી વાતે સરવશ થઇને તેને પરમાનંદ આ-પો એવા છો.

હે પ્રભુ ? તમે અમારા કર્તા, પાલન કર્તા, બુદ્ધિ દાતા, તાર-નાર, માતા, પિતા, સ્વામિ, મિત્ર અને સગા તમેજ છો.

તમે નિર્ધનનું ધન, નિર્બળનું બળ અને દુઃખી જનોના દોસ્ત છો.

પ્રભુ ! તમારી શક્તિ બેહદ છે. તમારી લીલા અપાર છે, તમારૂં ડહાપણ અગાધ છે, અને તમારી ગતિ પાર ન પામી શકા ન તેવી છે.

પ્રભુ ! જેમ ગાગરમાં સાગર સમાય નહીં તેમ તમારા ગુ-ણની ગણત્રી કોઇ પણ જીવથી થઇ શકે તેમ નથી.

હે ભગવાન ! તમે સર્વ શક્તિમાન છો, અને તમે ચ્હાય તે કરી શકો એવા છો. તમારાથી ન બનો શકે એવું કાંઇ પણ નથી.

પ્રભુ ! તમે અમારી જમીન આસમાનના માલેક છો, ચઉદે ભુવનના નાથ છો, અને ભુત ભવિષ્ય તથા વર્તમાનકાળના જાણનાર છો.

હે અવિનાશી દેવ ! જુગ જુગનાં દોરી તમારા હાથમાં છે તમે અનંત બ્રહ્માંડોમાં તમારી ઇચ્છા મુજબ કરી રહ્યા છો.

પ્રભુ ! તમે સર્વ ગુણોથી પુર્ણ અને શકળગુણના નિધિ છો. તમે પુર્ણ પવિત્ર છો, તમે સદાય સત્ય છો, તમે સર્વ સમર્થ છો.

પ્રભુ ! તમે બહુ બહુ ડાહયા, બહુજ ચતુર, ઘણાજ દયાળુ, ઘણાજ કુરપાવંત ને અતિશય ક્ષમાવાન છો. ટુંકામાં તમે સર્વ સુભ ગુણોના ભંડાર છો.

તમે સૌથી મોટામાં મોટા, સરવના શિરોમણી ને સૈના પુજનિય દેવ છો.

બળવાનોને બળ પ્રભુ તમે આપયું છે, ડહાપણવાળાને ડહાપણ પણ તમે આપયું છે. ધનવાળાને ધન પણ તમારેજ આપેલું છે, તેમજ રૂપવાનોને રૂપ અને સત્તાવાળાઓને સત્તા પણ તમેજ આપેલું છે.

અગ્નિમાં ઉશ્ણતા, જળમાં ઠંડક, સુર્યમાં તેજ, ચંદરમામાં શાંતિ, વિજળીમાં ઝડપ, પવનમાં જોશ, ફુલમાં સુગંધ ને ફળમાં મિઠાશ તમેજ આપેલી છે.

કાનમાં સાંભળવાની શકિત, આંખમાં જોવાની શકિત, નાકમાં સુંઘવાની શકિત, દાંતમાં ચાવવાની શકિત, પગમાં ચાલવાની શકિત ને જીભમાં બોલવાની શકિત એ બધી તમારીજ છે, ને તે બધી કરપા કરીનેજ તમે અમોને આપેલી છે

તમે આગળ છો, તમે પાછળ છો, તમે અંદર છો, તમે બહાર છો, તમે ઉપર છો, તમે નીચે છો, તમે દશે દશામાં વ્યાપી રહ્યા છો. પ્રભુ ! એવી કોઈ પણ જગ્યા નથી કે જ્યાં તમે ન હોય.

ડુંગરની ટોચ ઉપર, સમુદરના તળીયામાં, વેરાન જંગલના મધ્યમાં, અંધારી ગુફામાં અને અમારા અંતરમાં પણ એક તમા-

રોજ વાસ છે.

તમારી ઇચ્છાથી અમે ઉત્પન્ન થયા છીએ માટે તમે અમારા કર્તા છો.

તમે આજદીન સુધી અમોને નીભાવ્યા છે માટે અમારા પાલનકર્તા પ્રભુ તમેજ છો.

અમને સારાં કામો કરવાની તમે બુદ્ધિ તથા તક આપો છો માટે અમારા ખરા ગુરૂ પણ તમેજ છો.

પ્રભુ ! તમે અમને ઝાડ, પહાડ, પથ્થર, કે પશુ પક્ષી ન કરયા પણ ઉત્તમ મનુષ્ય અવતાર આપ્યો એ કેટલો બધો ઉપકાર છે ?

હે નાથ ? તમે હમને જોવાને આંખો આપી છે, સાંભળવાને કાન આપ્યા છે; ચાલવાને પગ આપ્યાછે, અને વિચારવાને બુદ્ધિ આપી છે, એ શું થોડો ઉપકાર છે ?

તમારો સુરજ અમને ઉજાસ આપેછે, તમારી નદીઓ અમને જળ આપે છે, અને તમારી પૃથ્વી અમોને ખાવાને અન્ન આપેછે. પ્રભુ ! આ કાંઇ અમારા માથે જેવી તેવી કૃપા નથી.

તમે અમને ખાવાને અન્ન, પીવાને પાણી, પહેરવ ને લુગડાં ને રહેવાને ઘર આપો છો પ્રભુ ? દરરોજ તમે રાત્રીએ સુતી વખત સંભાળ લેછો તથા જીવતા ઉઠાડો છો અને જેમ પુત્રની પીતાને કાળજી હોય તેવી ચીંતા રાખી સદાય સર્વ વસ્તુઓ પુરી પાડી નીભાવો છો એ કેટલી બધી દયા છે ?

પ્રભુ ? કોઇ માણસ ચ્હાય તો આસમાનના તારાઓ ગણી

શકે, માથાના મોવાળા પણ ગણી શકે, વળી કોઈ સમુદ્રના મોજા પણ ગણી શકે, ને કદી કોઇ વરસાદનાં ટીપાં પણ ગણી શકે, પણ હે પ્રભુ ! તમારા ઉપકાર તો કોઈથી પણ ગણતા જાય તેમ નથી.

પ્રભુ ! તમે અવિનાશી એટલે નાશ રહિત છો આ જગતમાં ઘાસ સુકઇ જાય છે, ફુલો ખરી જાય છે, પાંદડાંઓ પડી જાય છે, હવામાં ઉડનારાં પક્ષીઓ, જળમાં રહેનારા જીવો અને વેરાન જંગલમાં વસ્તા વાઘ વરૂઓ પણ મરી જતા જણાય છે. પ્રભુ ! લીલું હોય તે સુકું થાય છે ને નવું હોય તે જુનું થાય છે. એમ કાળ સર્વને લાગુ પડે છે; તેમ ખાખમાંથી ઉત્પન્ન થએલો મનુષ્યનો દેહ પણ અંતે ખાખમાં મળી જાય છે. એવા લાખો કરોડો મનુષ્યો આ પૃથ્વી માથે થઇ ગયાં છે. ઘણીક પ્રજાઓ અને મોટા મોટા રાજાઓનાં રાજ પાયમાલ થઇને ક્યાં જતાં રહ્યાંએ કોઇ જાણતું નથી અને કોઇક કાળે આસમાનના તારા પણ ખરી પડશે, સુર્યચંદ્રાદિક ગોળાઓનો પણ નાશ થશે, પ્રલયકાળે આખી પૃથ્વીનો પણ નાશ થશે અને અંતે સર્વને ભક્ષણ કરનારો જે કાળ છે તેનો પણ કાળ થઇ જશે; પણ તમે જે કાળના પણ મહાકાળ છો અને સર્વના શિરોમણી સ્વયપ્રકાશ દેવાધી દેવ છો તેજ એક રહેવાના છો તમારો કોઇકાળે પણ નાશ થવાનો નથી માટે તમને શાસ્ત્રમાં અવિનાશી કહ્યા છે.

તમે અજર છો, તમે અમર છો, તમે નિત્ય છો, અને તમે જન્મ મૃત્યુ રહિત છો.

તમે સૌથી નાનામાં નાના ને મોટામાં મોટા છો અને તમે

દુરથી પણ દુર અને પાસેથી પણ પાસે છો

પ્રભુ ? તમે સર્વને જાણો છો, પણ તમને કોઈ જાણતું નથી.

સર્વત્ર તમારી આંખ છે, સર્વત્ર તમારું મુખ છે, સર્વત્ર તમારા હાથ છે, સર્વત્ર તમારા પગ છે અને તમે આ જગતમાં સર્વત્ર વ્યાપી રહ્યા છો.

પ્રલયકાળે જ્યારે સરવ પ્રાણી પદાર્થનો લય થઇ જશે તે વખતે પણ આદીનાથ પુરૂશોતમ પ્રભુ ? તમે જીવન જાગૃત રહેવાના છો.

પ્રભુ ! તમે સહુથી પહેલા પણ હતા અને અંતે સહુથી છેલ્લા પણ તમેજ રહેનારા છો.

હરી ? આખા વિશ્વમાં ચાલતા સઘળા વેપારીની દોરી હમણાં પણ તમારાજ હાથમાં છે, સઘળા જીવો, મનુષ્યો, સુર્ય, ચંદ્ર, પૃથ્વી, પાણી એ બધું તમારે આધારે છે.

જડ ચેતન વિગેરે દેખાતી ન દેખાતી સઘળી વસ્તુના કર્તા પ્રભુ તમેજ છો, તથને કોઇ પણ જાણતુ નથી પણ તમે સર્વને જાણો છો. તમને કોઇ જોતું નથી પણ તમે સર્વને જુઓ છો. તમે અચળ પ્રભુ સર્વને ચળાયમાન કરો તેવા છો. તમે સ્વયંપ્રકાશ પ્રભુ તમે પોતે પોતાનાજ આનંદમાં આનંદી છો. તમારી સર્વને ગરજ પડે છે પણ તમને કોઇની પડતી નથી, માટે તમે સત્ચિદાનંદ છો.

હે પ્રભુ ! અમારા દેશમાંથી દુકાળ, દરદ, દરિદ્રતા અને એવાં બીજા જે જે પ્રકારના પ્રજાના સંકટો હોય તે સરવ ઓછા થાય એવું કરો, અને તેની સાથે અમારી ઉરપીડાઓમાં

પડેલાં માંદાંઓ સાજાં થાય, તુરંગમાં પડેલા કેદીઓને સુમતિ આવે અને ઘરબાર વિનાના ભટકતાં રાંક બાપડાં ગરીબોને જોઇતો આશ્રય મળે એ કરપા કરો પ્રભુ ! ધનવાનોનાં દિલ ઉદાર થાય, ગરીબો પોતાની સ્થિતિમાં સંતોષી બની રહે, સ્ત્રીઓ પોતાનો પ્રતિવ્રતાનો ધર્મ પાળે, છોકરાંઓ પોતાના માબાપના તાબેદાર થઇ રહે, અને જગતમાં સઉ નાના મહોટાઓ પોતાના દુરગુણો મુકી સદાય સદગુણી થવાની તજવીજમાં રહે, તથા અમારાં તળાવો પાણીથી ભરપુર રહેલાં રહે, અમારાં ખેતરોમાં ઝાઝાં ઝઝાં અનાજો થાય, અને સમસ્ત પ્રજા ધન ધાન્યથી સુખી થઇ આનંદમાં વર્તે એવી કરપા કરો.

હે જગતના ધણી ! આ જગતમાં સરવત્ર તમારૂં જ્ઞાન ફેલાય, સરવ લોકો પોતપોતાના ધર્મ પ્રમાણે વરતે, અને તારૂં મંગળ ગુણગાન કરતા રહે તથા જ્યાં ત્યાં તારા નામનો જયકાર બોલાઇ રહે એવું કરો. એવું થવા માટે અમહે સરવ હાથ જોડીને દીનતાપુર્વક સ્તુતી કરીએ છીએ કે—

પદ.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ ટેક.
નરનારી પસુ પક્ષીની સાથે જીવ જંતુનું તમામે. દયાળુ.
જગના વાસી સઉ સુખ ભોગવે, આનંદે રહી આઠે જામ. દ
દુનિયામાં દરદ દુકાળ પડે નહી, લડે નહીં કોઇ ગામ દ.
સરવે જગે સુખકારી વધેને વળી વધે ધન ધાન, દ.
કોઇ કોઇનુ બુરૂ નવ ઇચ્છે સહુનું ઇચ્છે સઉ સમાન. દ
પોત પોતાના ધર્મ પ્રમાણે, સરવ ભજે ભગવાન. દ.

નારાયણ. નારાયણ. નારાયણ.